|| ॐ ||

|| श्रीगणेशायनमः ||

"अहिंसा परमोधर्मः"

# [redacted]વ

## નાટકનાં ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

રચનાર

પ્રયોજક તથા પ્રકાશક.


**મૂળજી આશારામ ઓઝા.**

મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના માલેક.

સૂર્ય પ્રકાશ થીએટર, સ્ટેશન રોડ-સુરત.



**આવૃત્તિ ૫ મી-પ્રત ૫ હજાર.**





શા. ખુબચંદ અમીચંદના ધી સુરત "જઈન" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી, ખપાટીઆ ચકલા-સુરત.

સંવત્ ૧૯૭૪ સને ૧૯૧૮

મૂલ્ય બે આના.

# તરેહ તરેહના સુશોભિત

# દાગીનાની જુની વિશ્વાસુ

## અને જગજાહેર જંગી દુકાન.




દરેક કોમને લાયકના દાગીના અમારે ત્યાં તૈયાર મળશે. બહારગામ વી૦ પી૦ થી મોકલવામાં આવશે.

ગેરંટી—અમારે ત્યાંનો ખરીદેલો દાગીનો જયારે પાછો લાવો, ત્યારે મજુરી કાપી સોનાનાં નાણાં પાછા આપવામાં આવે છે.

## નરોત્તમદાસ ભાઉ ઝવેરી.

ટેલીફોન નં૦ ૫૬૫; શેખમેમણ સ્ટ્રીટ—મુંબઇ.

# નામદાર વાઇસરાય સાહેબ.

બહાદુરના ઑનરેબલ સરજ્યન જનરલ મરહુમ સર લ્યુકીસ પારડી કે. સી. એસ. આઇ. એમ. ડી. ડીરેક્ટર જનરલ ઑફ મેડીકલ સરવીસવાલા પ્રમુખ હતા તે સ્પેશીયલ રેડ ક્રૉસ વૉર હોસ્પીટલ કે જેમાં મેજર ઑનરેબલ સર ઍફ સ્ટેવર્ટ સી. આઇ. ઇ. કલકતા તથા મેજર એ, ઇ. વાલ્ટર. આઇ. એમ. એસ. જેવા મોટા નામાંકિત સરકારી ડાક્ટરો અને અંગ્રેજ અમલદારો વ્યવસ્થાપક છે તે હોસ્પીટલમાં, રાજા, મહારાજાઓમાં, નવાબો, નામદાર સરકારના ધારા સભાના ઑનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો મેજરો, કેપ્ટનો, ડેપ્યુટી ડીરેક્ટર જનરલ ઑફ પોસ્ટ ઑફીસ, નામદાર ઇન્ડીયા સરકારના કોમર્સ અને ઇન્ડસ્ટ્રીયલ ડીપાર્ટમેન્ટના આસીસ્ટંટ, સરકારી સીવીલયન ઑફીસર, પોલીટીકલ એજન્ટ, યુરોપીયન સીવીલ સરજ્યન. લેફ્ટેનન્ટ, આઇ, એમ. એસ, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાક્ટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગ જાહેર દવા બહુ વપરાય છે.

# બાદશાહી યાકુતી.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

**ડાક્ટર કાલીદાસ મોતીરામ—રાજકોટ-કાઠીયાવાડ.**

॥ श्रीगणेशायनमः ॥

# બુદ્ધદેવ.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

મંગલાચરણ–વિશ્વ નાટકના સૂત્રધાર ભગવાન્ વિષ્ણુને, વિશ્વમાં પ્રસરેલી હિંસક વૃત્તિઓનો નાશ કરી પોતાને જન હૃદયમાં પુનઃ સ્થાપવા, દયા, અહિંસા, કરુણા, પ્રજ્ઞા અને મુદિતા વિભૂતિઓએ કરેલી પ્રાર્થના.

### સિદ્ધાર્થ જન્મોત્સવ દર્શન.

### અંક ૧ લો.

પ્રવેશ ૧ લો–અશોક ઉપવનમાં સખીઓ સાથે વન વિહાર કરવા આવેલી બિંબિસારની કન્યા યશોધરા, શિકારીઓએ કરેલા ગોળીબારથી ઉપવનમાં ફરતાં પક્ષીઓનો પ્રાણ ત્યાગ, સખીઓ સહ યશોધરાનો કરુણાલાપ. પ્રધાનપુત્ર ઉદયન સાથે વનલીલા નિરખવા નિકળેલા કપિલવસ્તુ નગરના રાજકુમાર સિદ્ધાર્થનું આગમન, શિકારીઓને નિર્દોષ અને અહિંસા પરાયણ જીવન ગાળવાનો બોધ, અચાનક આવેલા અતિથિને પુષ્પમાળા આરોપી યશોધરાએ આતિથ્ય કરવું; સિદ્ધાર્થ યશોધરા પ્રથમ પ્રેમદર્શન.-

પ્રવેશ ૨ જો–એકાંતિક જીવનમાં આનંદ માનનાર, રાજકુમાર સિદ્ધાર્થની અંતઃપુર પાલિકા સરલાના સંસારની નિઃસારતા વિષે કેટલાક ઉદ્ગાર, તેના સૌન્દર્યથી મુગ્ધ થયેલા પ્રધાનપુત્ર ઉદયને આવી, તેના પ્રેમની માગણી કરવી. સરલાનો ઇશ્વર ભજનમાં આનંદ માની, કુંવારી જીંદગી ગાળવાનો દૃઢ નિશ્ચય જોઇ બળાત્કાર ભરી માગણી, અચાનક આસિત્ ઋષિનું આગમન, ઉદયનનું મહાત્માના તેજથી ગભરાઈ ચાલ્યા જવું. અસિતનું સરલા પ્રતિ સિદ્ધાર્થનું ભવિષ્ય કથન; સાનંદાશ્ચર્ય !

પ્રવેશ ૩ જો–કન્યા વિક્રય કરી પૈસા મેળવવાની ઇચ્છા રાખનાર લોભીદાસ તથા તેના મૂર્ખ દીકરા હડફાલાલના, યોગ્ય વયમાં આવેલી ચતુરાના લગ્ન સંબંધી ગોર સાથે વિચાર.

પ્રવેશ ૪ થો–બગીચામાં સુતેલા હોવાથી રાજકુમાર સિદ્ધાર્થ ઉપર અંતરિક્ષથી થતી પુષ્પવૃષ્ટિ, સૂંઢથી મસ્તકપર કમળ મૂકતો શ્વેત હાથી તથા આકાશ માર્ગે આવી અભિનંદન આપતા દેવ તથા દેવાંગનાઓને જોઇ; છુપાઇને જોતા તેના પિતા મહારાજ શુધ્ધોદનનો તર્ક વિતર્ક.

પ્રવેશ ૫ મો–યશોધરાનો વિરહાલાપ, તેના લગ્ન સંબંધી વિચાર કરતા તેના માતપિતા બિંબિસાર તથા સુભદ્રાનો પ્રવેશ, તેઓએ પસંદ કરેલા મૂર્ખદત્ત નામના મૂર્ખ ઉમરાવ પુત્રનું આગમન; તેની મૂર્ખાઇનો ચિતાર, યશોધરાને મન પસંદ પતિ સાથે પરણવાની તેના માત પિતાએ સંમતિ આપવી.

પ્રવેશ ૬ ઠો–સિદ્ધાર્થના દેવત્વથી પ્રસન્ન થએલી સરલાનું આગમન. ઉદયને દૂતી તરીકે સમજાવવા મોકલેલી રત્નમાળા તથા સખીઓનાં પ્રેમભર્યાં વચન, સરલાએ તેની અવગણના કરવી; તેઓનું નિરુત્સાહ થઇ ચાલ્યા જવું. સિદ્ધાર્થનું આગમન. વિશ્વપ્રેમી હૃદયને પ્રેમના પિંજરમાં પૂરવા પિતાશ્રીએ કરેલી આજ્ઞાનું સરલા પાસે કથન, સરલાનો આનંદ તથા લગ્ન સમયના માંગલ્ય પ્રસંગમાં અમૂલ્ય ભેટ માગવાનું વચન લેવું.

પ્રવેશ ૭ મો–શેઠાણી બનેલી ચતુરાએ પોતાના ભાઇ હડફાલાલ માટે મોટા મુનીમ ગોકળદાસની જગ્યાની પોતાના પતિ પાસે માગણી કરવી, શેઠે પરીક્ષા કરવા હડફાલાલને બજારમાં સોદો કરવા મોકલવો તથા તેથી તેની મૂર્ખાઇ જોઇ શેઠાણીનું વિમાસણ.

પ્રવેશ ૮ મો–લગ્ન પ્રસંગે આવેલી શાક્ય કુમારિકાઓને સુવર્ણ પાત્રની બક્ષીસ, પાછળથી યશોધરાનું આગમન; પાત્રના બદલામાં પ્રેમની માગણી કરવી, સિદ્ધાર્થે મુગ્ધ થઇ હા પાડવી.

## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો–શુદ્ધોદન મહારાજનો રાજદરબાર, પોતાનું ભાન ભૂલેલા અંશાવતારી રાજ કુમાર સિદ્ધાર્થને સ્વસ્વરૂપનું ભાન કરાવવા પત્નીરૂપે વિભૂતિઓનું આગમન, શુદ્ધોદનનું વિભૂતિઓને સાન્ત્વન આપવું, રાજકુમારને સ્વ સ્વરૂપનું સ્મરણ થવું; સનાતન પ્રણાલિકા પ્રમાણે પિતા પુત્ર ઘૃત પાત્રમાં સાથે મુખ જોતાં, શુદ્ધોદનને રાજકુમાર સિદ્ધાર્થના મુખને વિષ્ણુના પ્રતિબિંબરૂપે જોવું, સર્વેનું સાનંદાશ્ચર્ય !

પ્રવેશ ૨ જો—પુત્રને જોઇ અંતઃપુરમાં આનંદ પામતાં યશોધરા, સરલા અને સિદ્ધાર્થ, ત્યાં ઉદયનનું આગમન, અરસપરસ હાસ્ય વિનોદ; સૂચનરૂપે સંભળાતા દૈવી સંગીતથી સિદ્ધાર્થના મનપર થયેલી અસર.

પ્રવેશ ૩ જો—શેઠ શેઠાણીની પોતાની દીકરી ચીચીના સગપણ માટે મોકલેલા હડફાલાલ સંબંધી ચિંતા; સોળ વર્ષને બદલે આઠ આઠ વર્ષના બે વર લઇને હડફાલાલનું આવવું; શેઠ શેઠાણીનું ગુસ્સે થવું. પોતાનું પણ સગપણ કરી પલ્લાના રૂપીઆ લેવા સાથે આવેલા, હડફાલાલના સસરાએ શેઠ પાસે પૈસા સંબંધી માગણી કરવી.

પ્રવેશ ૪ થો—ઉદયનના રૂપથી મોહિત થયેલી રત્નમાળાની ઉદયનની પાસે પ્રેમ ભરી માગણી, ઉદયન પોતે સરલાને સાચા પ્રેમથી ચાહતો હોવાથી તેનો તિરસ્કાર, સરલાનું ગુપ્ત રહી સાંભળવું, હૃદયની આન્દોલિત વૃત્તિ.

પ્રવેશ ૫ મો—શયન ગૃહમાં સુતેલા સિદ્ધાર્થ પોતે સ્વપ્નમાં ખેડુતને ઘેર સંસાર માંડેલો તથા પોતાનાં સ્ત્રી પુત્રોને અન્ન વિના ટળવળતાં જુએ છે, એક ધર્માત્મા પુરુષ તેમને અન્ન આપી બચાવે છે; અચાનક વાઘને સ્વપ્નમાં જોવો, સિદ્ધાર્થનું બુમ પાડીને નિદ્રામાંથી જાગી ઉઠવું, યશોધરાનો ગભરાટ, સ્વપ્નમાં જોયેલા ચિતારપરથી જીવનનો હેતુ પરોપકાર કરવાનો છે, એમ જાણી સંસાર ત્યાગનો દૃઢ સંકલ્પ.

પ્રવેશ ૬ ઠો—પોતાના બનેવીની માંદગીના કારણથી વૈદ્યને તેડવા જતાં " એક કામમાં અનેક કામ કરવાની " પોતાની બ્હેનની

શિખામણ ધ્યાનમાં રાખીને, બનેવી મરી જશે તેથી ફરી ફેરો ન થાય, એમ સમજી માર્ગમાંજ ખાપણ તથા ડાઘુ વગેરેને સાથે લઇ આવી, હડફાલાલે વાપરેલું ડહાપણ તે ઉપરથી શેઠને ઉપજેલો વૈરાગ્ય.

પ્રવેશ ૭ મો–સિદ્ધાર્થનો ગૃહત્યાગ, યશોધરાનો કરુણાલાપ.

પ્રવેશ ૮ મો–ઉદયનની પ્રીતિ મેળવવામાં નાસીપાસ થયેલી, રત્નમાળાની તેની સખી સાથે પોતાને મળેલા મૂર્ખ પતિ તથા સાસુ નણંદ વિષે વાતચીત.

પ્રવેશ ૯ મો–વૈરાગ્ય ઉપજવાથી સાધુ થયેલા શેઠના મુનીમ ગોકળદાસની, પોતાની સ્ત્રી સુમતિ સાથે પોતાને સોંપેલી; શેઠની મીલકત તથા પુત્રી ચીચીની યોગ્ય વ્યવસ્થા સંબંધી વાતચીત. નોકરની નિમકહલાલીનો ચિતાર, સાધ્વી થયેલી ચતુરાંની વાત્સલ્ય પ્રેમ કસોટી.

પ્રવેશ ૧૦ મો–સત્ય શોધનાર્થે નિકળેલા સિદ્ધાર્થને માર્ગમાં કાપાલિક, વામપંથી, ચાર્વાક ઇત્યાદિ મતના મનુષ્યોનો થયેલો મેળાપ તથા અનુભવ, પોતાના શ્વસુર બિંબિસારના પુત્રેષ્ટિયજ્ઞમાં જવું, યજ્ઞમાં હોમાતા પશુને જોઇ સિદ્ધાર્થના હૃદયનું દયાથી દ્રવિત થવું; અહિંસાત્મક ઉપદેશ, અરસપરસ ઓળખાણ, સિદ્ધાર્થની સત્ય શોધનની દૃઢતા, બ્રાહ્મણોનો વિતંડાવાદ; સિદ્ધાર્થે બતાવેલો પોતાના પ્રભાવનો ચમત્કાર.



# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—એકલી પડેલી યશોધરા તથા સરલાનો વિલાપ, અસિત ઋષિએ આવી આપેલું સાન્ત્વન તથા આકાશગામિની વિદ્યાનો મંત્રોપદેશ, યોગિની બની અંતરિક્ષ માર્ગે પતિ શોધમાં સરલા તથા યશોધરાનું પ્રયાણ.

પ્રવેશ ૨ જો—હિમગિરિની ગુફામાં સિદ્ધાર્થનું કઠિણ તપ, તપના પ્રભાવથી દેવી અન્નપૂર્ણાએ અંતરિક્ષથી આવી અન્નપ્રાશન કરવા સૂચન કરવું, તેનો અનાદર. અષ્ટ મહાસિદ્ધિઓનું પ્રાકટ્ય; સિદ્ધાર્થને લોભાવવા કરેલા અનેક પ્રયત્નની નિષ્ફળતા, સિદ્ધિનું માયાવી યશોધરા બની આવવું, સિદ્ધાર્થે ઓળખી જવું; સર્વેનું અદૃશ્ય થવું. વરાહરૂપી યમે આવી ક્ષુધા નિવારણાર્થે સિદ્ધાર્થના શરીરની માગણી કરવી, સિદ્ધાર્થે આનંદથી પ્રાણાર્પણનો નિશ્ચય જણાવતાં અચાનક સિંહનું આવવું; વરાહનું ચાલ્યા જવું. સિંહની હિંસકવૃત્તિ સિદ્ધાર્થના પ્રભાવથી શાન્ત થવી, દરમ્યાનમાં દિવ્ય નાગે આવી, સિદ્ધાર્થના શિર પર છત્ર છાયા કરવી તથા મણિનો પ્રકાશ કરવો.

પ્રવેશ ૩ જો—અસિતાશ્રમમાં ઉદયનને મનોનિગ્રહ કરવા અસિતઋષિનો ઉપદેશ, અંતરિક્ષ માર્ગે પતિની શોધમાં વિચરતી યશોધરાએ સરલાને અસિતાશ્રમ જોઇ નીચે ઉતારવી અને પોતે ચાલ્યા જવું; ઉદયન તથા સરલાનો અણુચિંતવ્યો મેળાપ.

પ્રવેશ ૪ થો—હિમગિરિમાં વસતારત્નમાળા તથામૂર્ખ દત્તનીપ્રેમગોષ્ટિ, પુત્ર પ્રાપ્તિના હર્ષમાં કોઇ યોગીને ક્ષીર ભોજન કરાવવા લીધેલી માનતા પૂરી કરવાનો નિશ્ચય.

પ્રવેશ ૫ મો—અસિતાશ્રમાં સરલા તથા ઉદયનનું મળવું, નિત્યકર્મ કરી પાછા ફરેલા અસિતે બન્નેના હૃદયની એકતા જોવી; યશોધરાનું આવવું, અસિતે પોતાનો પૂર્વાશ્રમ ભેદ ખુલ્લો કરવો અને સરલા તથા ઉદયનનો હસ્ત મેળાપ.

પ્રવેશ ૬ ઠ્ઠો—સત્ય શોધનાર્થે સિદ્ધાર્થનું પ્રબળ તપ, અસ્થિ પિંજર થયેલા તેના શરીરમાં નવું ચેતન લાવવા, વિણાના તારની અન્યોક્તિથી દેવી અન્નપૂર્ણાએ આપેલા બીજી વારના ઉપદેશથી સિદ્ધાર્થે ક્ષીર ભોજનનું પ્રાશન કરવું; સાત્વિક અન્નથી સ્વત: જ્ઞાનનું સ્ફુરણ થતાં; સિદ્ધાર્થનું (બોધિસત્વ) બુદ્ધથવું.



ભાગ ૧

# મુખ્ય પાત્રો.



વિષ્ણુ—જગકર્ત્તા.
સિદ્ધાર્થ—(બુદ્ધદેવ)—શુદ્ધોદન રાજાના પુત્ર.
ઉદયન—સિદ્ધાર્થનો મિત્ર.
શુદ્ધોદન—કપિલવસ્તુ નગરીના રાજા, સિદ્ધાર્થના પિતા.
બિંબિસાર—મગધ દેશના રાજા, સિદ્ધાર્થના સસરા.
અસિત—(પૂર્વાશ્રમમાં દંડપાણી)—વાનપ્રસ્થ થયેલા યશોધરા તથા સરલાના પિતા, બિંબિસારના મોટા ભાઇ.
મૂર્ખદત્ત—એક ઉમરાવનો મૂર્ખ પુત્ર, રત્નમાળાનો પતિ.
લોભીદાસ—કન્યા વિક્રય કરનાર એક વણિક.
હડફાલાલ—તેનો મૂર્ખ પુત્ર.
પ્રેમચંદ—એક શ્રદ્ધાળુ વૈશ્ય, ચતુરાનો પતિ; પાછળથી બુદ્ધનો શિષ્ય.
ગોકળદાસ—તેનો નિમકહલાલ મુનીમ, પાછળથી બુદ્ધનો શિષ્ય.
ભૈરવનાથ—મહેશ્વરનાઅવતાર, રૌદ્ર ભગવાન, કાશીપુરીના કોટવાળ.
કાપાલિક—
વામપંથી— —જૂદા જૂદા મતના અનુયાયી.
ચાર્વાક—

## સ્ત્રી પાત્રો.

યશોધરા—બિંબિસારની પુત્રી, સિદ્ધાર્થની પત્ની.

સરલા—સિદ્ધાર્થની અંતઃપુરપાલિકા, યશોધરાની નાની બ્હેન; પાછળથી ઉદયનની પત્ની.

રત્નમાળા—ઉમરાવપુત્રી, યશોધરાની સખી; મૂર્ખદત્તની સ્ત્રી.

ચંચળ—તેની સખી.

સુભદ્રા—યશોધરાની પાલક માતા, બિંબિસારની રાણી.

ચતુરાં—લોભીદાસની પુત્રી, પ્રેમચંદની સ્ત્રી; પાછળથી બુદ્ધની શિષ્યા.

ચીચી—ગોકળદાસને સોંપેલી પ્રેમચંદ શેઠની પુત્રી.

સુમતિ—ગોકળદાસની સ્ત્રી.

છબીલી—વામપંથીની સ્ત્રી.

દલછી—રત્નમાળાની સાસુ, મૂર્ખદત્તની મા.

લાડકી—રત્નમાળાની નણંદ, મૂર્ખદત્તની બ્હેન.

અન્નપૂર્ણા—અન્નથી જગતનું પોષણ કરનાર દેવી મહેશ્વરી.

કાન્તિ, શ્રી, ભૂતિ, ધૃતિ, વગેરે —અષ્ટ મહાસિદ્ધિ.

લક્ષ્મી, દયા, પ્રજ્ઞા, અહિંસા, કરુણા, મુદિતા, સત્યતા વગેરે. — વિષ્ણુ ભગવાનની વિભૂતિઓ.

એ સિવાય-દેવો, દેવાંગનાઓ, શાક્યકુમારિકાઓ, બ્રાહ્મણો, શિષ્યો, સસરો, દાસ, દાસીઓ, છાયાથી યશોધરા, વરાહ, સિંહ, દિવ્ય નાગ, વગેરે વગેરે.

ॐ

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीमद् आद्य सद्गुरवे नमः ॥

# બુદ્ધદેવ નાટકનાં ગાયનો.



દેવાંગનાઓ }— મંગલાચરણ.

ૐ આનંદઘન, રસિક રમાવર,
પરમ પ્રભાકર, કરુણા સાગર—ૐ.
અજર અમર, સચરાચર સુખકર,
શાન્તિ સદા અર્પો, રસ દાતા;
તાપ ત્રિવિધ હર, ધર્મ ધુરંધર—ૐ.
ત્રિભુવન ત્રાતા, વિશ્વ વિધાતા,
જય પિતુ માતા, ગુણના ગાતા;
મંગલકર જય, જય વિશ્વંભર—ૐ.

દેવાંગનાઓ— ૨

મંગલકાર સૃજનહાર છો જગતના,
દેવ કરવા અમ ઉદ્ધાર, વહેલા વળજો કિરતાર વિશ્વમાં.
કરુણા અવતાર સાર, પરમ ધર્મ ધારનાર ( ૨ )
પ્રણતપાળ દીન દયાળ, શરણુંઆળ આણી વ્હાલ ( ૨ )
તરણતાર હૈયાહાર આ.......................મંગલકાર.

૩

**સખીઓ—**

ખીલ્યાં પુષ્પની પરાગ, મીઠી મ્હેકે—
સાહેલી! જાણે અમર તણો આનંદ લ્હેકે.
ફુલી વૃક્ષવેલી દીસતી સોહામણી,
એ...બ્હેની ચાલો હેતાળ એની છાંયડી;
વિશ્વવાટિકામાં પ્રેમ પ્રેમ બ્હેકે—સાહેલી.
મીઠું યૌવન પૂર આ, મીઠો સ્નેહ અમાપ;
મીઠી કુસુમલ છાંયડી, મીઠો તરુ કલાપ.
લલિત પુષ્પ શાં સોહાય, નિરખી નયણાં ઠરી જાય;
અંગ આનંદ ઉભરાય-વિશ્વ વાટિકામાં.

૪

**યશોધરા—**

ફુલની પાંખડી લ્યો પ્રાણ!—ફુલની.
ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સલુણા અમઘર આવ્યા, શાં કરીએ સન્માન;
નાથ નગીના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—ફુલની.

**સખીઓ**—ઝાઝું શું કહીએ સમજુને, સખી નયનના બાણ;
વિમળ કમળ આ સરવર જળનું, ભોગી ભ્રમર સુજાણ—ફુલની.

૫

**સરલા**—વિષથી ભરેલા જગમાં, અમૃત બતાવો સાચું;
જ્ઞાની પંડિત સહુને, વિનવાને યાચું—વિષથી.
કોઇ કહે ચન્દ્ર પાસે, કોઇ કહે સ્વર્ગમાં છે,
દેવો મથે દરિયા વાસે, પાણી જોઇ પાછા નાસે;
ભરુંસે ભૂલ્યા છે સઘળા, મને પણ એ લાગે કાચું-જ્ઞાની.
અમીનો ઉછળતો સાગર, સુધાભર્યો રસ રત્નાકર.
અનુપમ સ્વર્ગીય સુખડાં મળે પ્રભુપદ રજ પાસે;
પરીક્ષાનેજો ઇચ્છો તો, પ્રેમી થઈ તપાસો સાચું-જ્ઞાની.

૬

ઉદયન—મંદ મંદ હસતી ઉભી, મનવસેલ કામિની;
ભાસતી શચી સમાન, ચન્દ્ર વદની ભામિની(૨)—મંદ મંદ.
રાજપુત્રને નિવાસ, પ્રકટ કરીને પ્રેમ આશ,
સહજ આજ આવી પાસ, મનવસેલ કામિની(૨)—મંદ મંદ.

૭

અસિત—પરોપકાર એ આત્મવિભૂતિ, સજ્જન મન ગણુતા ગણુતા;
વિશ્વ સકળને કુટુંબ ગણીને, સૃષ્ટિમાં ફરતા ફરતા.
નિશદિન પ્રત્યે જન હૃદયોને, ત્રિવિધ તાપ બાળે બાળે;
સુધાકર સરખા શાન્ત મહજન, નિજ વચને ઠારે ઠારે.
વિશ્વ સકળનું ઉત્તમ ઇચ્છિત, પ્રાણાન્તે કરવું કરવું;
જન સમુહના પ્રબળ હિતાર્થે, ભલે પડે મરવું મરવું.

૮

દેવાંગનાઓ—દેવ! દેવી સન્માન, મોંઘા મૂલ્યના મેહમાન;
અખિલ જગમાં, તવ માન પ્રસરાજો.
કીર્તિવાસ વિશ્વ આખે સુહાજો છાજો (૨) —દેવ!
શીળી છાયા જગ આખે છવાજો,
દિવ્ય વાસનાના ગાન યુગે યુગે થાજો;
નમીયે ચર્ણું પડી ધર્ણું (૨) સકળ વર્ણુંનો,
તું શર્ણું એક થાજો થાજો—દેવ!

૯

યશોધરા—પિયુ પિયુ પોકારતીરે, પપેયા વધુ ઝુરે વનમાં;
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં—પિયુ.

સખીઓ—ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય;
ઝુલતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ચ્હાય—પિયુ.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય,
નમ્ર નવોઢા નોત્તમ રમણી, રસિક નરવર ચ્હાય;
યશોધરા—હંસણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં—પિયુ.
યશોધરા— ૧૦
સુખે હરશું ને ફરશું આનંદે વિચરશું, એ સુખકર સલુણાની સંગ;
સ્નેહે રમશું ને જમશું નિર્ગમશું આનંદ દિન, રસ ભોગી કાન્તની ઉછરંગ.
ઉપવનની મીઠી મીઠી કુંજને નિકુંજમાં,
ગાળશું રસીલા દિન આનંદના પુંજમાં.
સખીઓ—પિયુ તરુવરની સંગ, પામી આનંદ પ્રસંગ (૨)
રસવેલી, અલબેલી, મદઘેલી, વેલીનો,
નિશદિન વધશે બહુ ઉમંગ—સુખે.
રત્નમાળા તથા સખીઓ—૧૧
તું છાની છાની નયન તલસાવે સખી શાને?
તું ધીમી ધીમી પ્રિયતમ પાસે અલી જાને;
તું ધીમી, ધીમી ( ૨ )—તું છાની.
રસકુંજની વિહારી, તું છે શાણી સુકુમારી,
વહેલી અધર સુધા જઇ પાને, તું વહેલી, વહેલી (૨)
—તું છાની.
મીઠી દ્રષ્ટિ મીલાવી, હાવભાવથી રીઝાવી,
સ્નેહે રસમાં ભીંજાવી સુખી થાને
રસિકડી તું રસમાં ( ૨ )—તું.

૧૨

સિદ્ધાર્થ—અનુપમ ભેટ આપીશ બાળા,ભવબંધ ત્રટે સહુ તારા-અનુપમ.
પાઈશ અમૃત જ્ઞાનનું સંસાર તાપ ભુલાવશે;
આશા અને તૃષ્ણા ભરેલા, વિષને તું વામશે.
આપીશ અનુપમ આંખ તુજને,દિવ્ય ધામ બતાવશે;
સરલા—જન્મોજન્મ ઋણી તમારી, દેવ ! આ સરલા થશે-ભવબંધ.

૧૩

શેઠ—જોયો સાળો ડહાપણનો ભંડાર, હાં હાં મોટો કર્યો વેપાર,
બની ઠની ચાલ્યો ભર ચૌટામાં, પૂછયા ભાવ બજાર હાં હાં(૨)
કહે છે ખરીદી લાવ્યો ભાજી, છે સુંદરને વળી તાજી,
ના તજે તોય પતરાજી, કરી અક્કલ તણી હરાજી;
હડફાલાલ—કરો મશ્કરી ભલે પરાક્રમ. જો જો બીજી વાર (૨)-જોયો.
મળ્યો દલાલ પૂરો પાજી, એણે બગાડી દીધી બાજી,
હવે બુદ્ધિ બતાવું ઝાઝી, જેથી બજાર ઉઠે ગાજી;
કોણ પછી કહેનાર મને છે, ઘરમાં માખીમાર હાં હાં(૨)
હુંશીયારીથી બની જવાના, મુનીમ હડફાલાલહાં હાં(૨)જોયો.

કુમારિકાઓ— ૧૪

શાણી સાહેલી ! હળીમળી ચાલો, મંગળ આનંદ આ...જી;
નેહે નિહાળો કામ કુંવર એ, છબી સુંદર શી વિશા...જી.

૧ લી કુમારિકા—શોભાવીએ બાલને વહાલથકી,
૨ જી કુમારિકા—લલચાવીએ નયન કટાક્ષે સખી;
૩ જી કુમારિકા—હું તો બાળા સરખી સુકુમાર વળી,

૪ થી કુમારિકા—વ્હાલા કેશરને હું કસ્તુરી ભળી;

સર્વે—ચિત્ત ચોર્યું એ રસ રાજે—મંગલ આનંદ.

૧૫

યશોધરા—મારી ક્યારીમાં મ્હેક મ્હેક મ્હેકી હો રાજ !

કોઇ કુસુમ લ્યો, કુસુમ લ્યો.

મીઠા યૌવનના ભોગી રસીલા હો રાજ !—કોઇ કુસુમ.

પ્રીતે પધારો પ્રવાસી અમ બાગમાં,

પાથરીશું પ્રાણુ અતિ અંતર સુહાગમાં;

એક દિન થાઓ મેહમાન, હો વિલાસીરાજ !—કોઈ કુસુમ.

યશોધરા— ૧૬

મંજુલ મનોરમ વ્હાલા, રમણીય રસિક રસાળા;

તવ કિંકરી થઇને, પદરજ ગ્રહીને આનંદ લઇને

રહેશે આ દીનબાળા.

સિદ્ધાર્થ—સુંદરી શિખામણુ શાળા, સુંદર સુકોમળ બાળા,

આવું અઘટિત મુખપર, નવધર મનહર;

તું સુખ સરવર, આધીન હું છું તારા.

યશોધરા—શરણે મને પ્રિય લેશો,

સિદ્ધાર્થ—હૃદયેશ્વરી થઇ રહેશો;

યશોધરા—શરણુ રહીશ હું, દસી બનીશ હું,

ઉદાસી તજીશ હું, પ્યાસી ગણી લ્યો બાળા—મંજુલ.



## અંક ૨ જો.

વિભૂતિ— ૧૭

માયાના બંધનમાં બંધાઇ, દયાનિધિ અમને શું ભૂલ્યા;
પ્રીતિના પિંજરમાં પૂરાઇ, દયાનિધિ અમને શું ભૂલ્યા.
શરણાગત વત્સલ થઇ પ્રીતિ, છેક વિસારી મેલી;
નથી અજાણ્યું કંઇ આપનું, અમ અંતરના બેલી—દયાનિધિ.
પરમ કૃપાનિધિ પ્રમાદ પરહરી, સાચું શરણુ હવે આપો;
વાર વાર વિનવીને કહીયે, બંધ અમારા કાપો—દયાનિધિ.

વિભૂતિ— ૧૮

તમે વહેલા (૨) વચને પળજો રાજ! વહેલા વચને પળજો;
અમ વિનતિ અંતર ધરજો રાજ—વહેલા.
શિર છત્ર છો નાથ અમારા, દિલની પીડા હરજો રાજ—વહેલા.
ટળવળતાં અમ રંક હ્રદયને, શશિસમ શીતલ કરજો રાજ—વહેલા.
વધુ શું કહીયે અંતર્યામાં, તાપ ત્રિવિધ અમ હરજો રાજ—વહેલા.

૧૯

યશોધરા—આવો પ્રીતે પૂજું પા.........ય, પ્યારા પતિ,
સિદ્ધાર્થ—તવ સ્નેહ તણી પૂજા.........ય, સ્વીકારું સતી.
યશોધરા— દૈવી કુસુમે કાન્ત વધાવું,
અંતરના હિંડોળે ઝુલાવું;
પછી પધરાવું મન મંદિર ભગવા...ન, પ્યારા પતિ-તવ સ્નેહ.
સિદ્ધાર્થ—શાણી છો ગુણની ખાણ,
યશોધરા—વ્હાલા તમ મીઠી વાણ;
પ્રીતે આપું સન્મા..........ન, પ્યારા પતિ-તવ સ્નેહ.

૨૦

અસિત—

પ્રકટે કેમ જીવનમાં વસંત (૨) પામે કેમ જીવન અનંત—પ્રકટે.
સેવે શોધી જો સાચા સંત, આણીને ઉપાધિ અંત;
નિત્ય પામે નૂતન વસંત—પ્રકટે.

૨૧

યશોધરા—

આનંદના ધામ શ્યામ, જીવન આરામ શ્યામ;
નિત્ય રહું સાથ પ્રિય મુગટ મણિ.
પ્રિય કર નરવર સંગ, સુખકર ગણી રહું,
સ્વર્ગ સુખો દિવ્ય મીઠાં, સ્વામી સંગ હું લહું;
આતુર અતિ છું કાન્ત દર્શન તણી.

સિદ્ધાર્થ—ભવરણ વિશ્રામ પ્રાણ! સ્વર્ગીય આનંદ લ્હાણ;
નયનાભિરામ મીઠી સ્વર્ગ સુંદરી—આનંદના.
ચિર રહો શાણી તારી, મંગલ એ ભાવના,

યશોધરા—નિશદિન હું ચાહું પ્રિય કાન્ત તણી સેવના;
નિત્ય રહું સાથ પ્રેમે કિંકરી બની—આનંદના.

૨૨

સસરો—શાણા પલ્લાના ચૂકાવો પૂરા નાણાં,
પ્રેમચંદ, ચતુરાં—બુડી મરો લેતાં દીકરીનાં નાણાં,
સસરો—હાય નાણાં;
પ્રેમચંદ—બાંધો પાણા;
દીકરીના લઇ દામ જગતમાં સુખીયા કોણ કેવાણાં,
હરામ નાણાં સાથે મૂળના, નાણાં જાય તણાણાં—હાય.
હડફાલાલ—સસરાજી સુખેથી ભરજો, પટારામાં પાણા;
દીધી ના દીધી થાશે, ગવરાવો જમ ગાણાં—હાય.

સસરો—હડફા સાથે હેત કરીને, ફજેતી કમાણા,
હડફૂલાલ—ફોકટીયા હડફાને દેજો; ફાવે તેવા ફટાણાં—હાય.

૨૩

રત્નમાળા—મારે અંતર બગીચે ખીલી પ્રેમ કળી.
કરમાયે રસથી ભીની, રસિયા રસમાળી વિના,
પાંખડી તલસે વિલસે, અમૃત મહેરામણ વિના;
બહુ પરાગ ભરી, છે સુવાસ ભરી—મારે.
અમી ભરી કુંજ જોવા, આવ્યા છો રસથી ભીના,
ભુરકી નાખી ક્યાં નાસો, નાથ નગીના !
આવો આવો (૨) તલસાવો શાને વિલાસી બની—મારે.

ઉદયન—

૨૪

પ્રિય સરલા કયમ વિસરાયે,
રહી હૃદય વસી પ્રમદાએ—પ્રિય.
ચંપક કળી ભલે હોય સુવાસિત, મધુકર નવ લોભાયે;
પ્રેમી વસ્તુને પ્રાણ અર્પતા, કેદી કમળમાં થાયે—પ્રિય.
ચન્દ્ર ભ્રાન્તિએ પ્રેમી ચકોરી, અગ્નિ પ્રીતથી ખાયે;
એજ સનાતન રીત પ્રીતની, અન્યને શું સમજાયે—પ્રિય.

રત્નમાળા—

૨૫

ભૂલી હું તો ભૂલી, ભરંસે તારે ભૂલી (૨)
ધુતારા ભૂલાવ્યું મારું ભાન, તેં (૨)
ઉદયન—જૂઠું બોલી ગુમાવે શાને માન—હું તો.
રત્નમાળા—મેં જાણ્યું મનમાન્યા સંગે, સફળ થશે સંસાર;
પ્રીત રીત નહિ પીછાણી, તું સમજ્યો નહિ,
લચાર—હું તો.

સિધ્ધાર્થ— ૨૬

સાર આ સંસારમાં ન જોયો, મેં બહુ રીતે તપાસતાં-સાર આ.
ધન ધરા સુત તાતની પ્રીતે, મોંઘા અવસરને મેં ખોયો-મેં બહુ.
મૃગજળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇન્દ્રજાળમાં હું મોહ્યો-મેં બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો,જન્મને વૃથા મેં વગોવ્યો-મેં બહુ.

૨૭

પ્રેમચંદ—લાગ્યો મને સંયમનો રંગ ન્યારો,
છે ભવ તરવાનો આરો—લાગ્યો.
પાપ તાપને ક્લેશ ભરેલો. જાય વૃથા જન્મારો,
ભર દરિયામાં નાવ ભાગશે રહેશે દૂર કિનારો—લાગ્યો.
પતિતપાવન અધમોદ્ધારણ, ભવજળ તારણ હારો,
પમ ભવતારણ, પાપનિવરણ, અરિહંત પ્રીતિ ધારો-લાગ્યો.

યશોધરા— ૨૮

તમને ઘટે નહિ આવું કાન્ત! તમને ઘટે નહિ આવું
આશ્રિતપર શું રીસાવું કાન્ત! તમને ઘટે નહિ આવું.
માનસસરના રાજહંસ તમે, મુક્તાફળના ભોગી;
કમળ કુસુમસનસેજ સુંવાળી મૂકી થયા તમે યોગી કાન્ત-તમને.
જે સરવર જળ પાન કર્યાં ત્યાં, કંટક કદી નવ ધરીયે;
સુખ દુઃખમાં નિશદિન અનુસરતી, ફિકરી કયમ પર.
હરીયે કાન્ત-તમને.

મુકળદાસ— ૨૯

નહિ ટકશે કદી હરામનું જર જરીએ.
જેના પ્રતાપથી આપણે, ઉજ્વળ થઇ ફરીએ;
તે અન્નદાતનું અનિષ્ટ કરતાં કહો કેમ ઠરીયે? (૨)—નહિ.
મહાપાપ વિશ્વસઘાત છે, તેથી બહુ ડરીયે;
ગુણ કરનારાના ગુણ માટે, મસ્તક દઇ મરીયે. (૨)—નહિ.

૩૦

**ચીચી**—પરમાર્થ પંથમાં સ્થાપો, હાં હાં રે (૨)
ટળે જેથી ત્રિવિધતણા તાપો, હાં હાં રે (૨)
મને એજ માગ્યું તમે આપો માજી! (૨)—હાં હાં રે.
સંસારના લ્હાવા તો સહુએ આપે,
પણ જન્મ મરણતણા ફેરા કાપે;
સાચું હિત કર્યું જગમાં એ માબાપે,
**સાધ્વી** (ચતુરાં)—ટાળીશ તારા સંતાપો—હાં હાં રે.

**સિદ્ધાર્થ**—

૩૧

આહા! આ શી રમ્ય લીલા શાન્તિ આપે, અનહદ આનંદ વ્યાપે–આહા!
રાજાથી રક્ષિત પુરમાંહી, દુઃખી વિના દેખાય નહિ કાંઇ,
વૃક્ષલતા ઝુમી રહી શી આંહી, પશુ પક્ષી કલ્લોલ કરે જ્યાંહી;
બ્રહ્માનંદ તણું ભાન થાયે આંહી, અંતરમાં જ્યોતિ જાગે–આહા!

૩૨

**વામપંથી**—તેરી બતલાદે હુંશિયા...રી, કુછ મંત્ર મોહકા ડારી,
હોગા મેરા કામ સિદ્ધ અબ, તુંહે ચતુર સુજાન;
મધુકરકા જ્યોં કમલમેં, હેતા હે પરવશ પ્રાનરે—તેરી.
તેરે તિરછે નેન બાનસે, હોગા વો લાચાર;
જ્યોં પારાધિ હરિણકો, શર માર કરે બેજારરે—તેરી.
**છબીલી**—મેં મદમાતી છેલ છબીલી, છલબલસે ભરપૂર;
બલબલેકો પાડું પલકમેં, ક્યા ઇન્દ્રકા મકદૂરરે—તેરી.

૩૩

**ચાર્વાક**— જગના લોકો, મારે પોકો;
સમજ્યા વિના કરે મત ખોટો.

ફરી ફરી નહિ મળે માનવ આ અવતાર,
માડી થોડામાં ફરવું, શા માટે જગથી ડરવું,
પરધન હરી હરીને ખીસ્સાં પૂરાં ભરીને,
કોઈ સુંદર પરીને, સાથે લઈ ફરીને;
મજા કરી તે ખરી,
મરવા પછી કાંઇ નથી જોવું,
દેવું કરી ખાવું પીવું, મસ્ત થઇને રહેવું—જગના.




## અંક ૩ જો.

૩૧

યશોધરા—વ્હાલા વિણુ જીવન થયું ખારું (૨)
કહે સખી ક્યાં જઇ કહું દુઃખ મારું ?—વ્હાલા.
સરલા—મળશે મનમોહન સજની, ટળશે પીડા અંતરની;
યશોધરા—હવે જીવન લાગે અકારું—વ્હાલા.
બોલ્યું ચાલ્યું માફ કરજો, નાથ રાખી દિલ દયા,
એકલી મૂકીને મુજને, આમ પ્રિયતમ ક્યાં ગયા;
ઓ નાથ ! રીસાયા શા સારું—વ્હાલા.

૩૫

અસિત—કાયા કાચ કુંપો તું તો ચેતરે, હિણુ ભાગી હંસા !
અવિચળ પદવીને તું પેખરે, હિણુ ભાગી હંસા—કાયા.

ઝાંઝવાનાં નીર સમજ આ, કાચી જીંદગાની તારી;
મમતા મૂકી દે ને તું કારીરે, દિવ્યભાગી હંસા—કાયા.
બે દિનનાં છે ઘરબાર સઘળાં, બે દિન અહીં રહેવાનું છે,
બે દિનનાં છે સગાં સંબંધી, બે દિન સુખ લેવાનું છે;
બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જવાનું છે,
લોકો જેને દુનિયા કહે તે, એક મુસાફર ખાનું છે-કાયા.

૩૬

યશોધરા—દુઃખીને ડરાવે શાને, મરેલાને મારે શાને;
બળેલાને બાળે શાને, વૈરી વિધિ !
રીઝાવી સતાવે શાને; સતાવી રીબાવે શાને;
રીબાવી જીવાડે શાને, દયાના નિધિ.
શશિને કલંકો દીધાં, ગુલાબો મનોહર કીધાં;
કીધાં ત્યાં તો કાંટા દીધા, દીનોના નિશાસા લીધા;
નિયંતા તેં આવી શાને, અનીતિ કીધા-દુઃખી.
ચંદનને કુસુમ ન દીધાં, સાગર જળ ખારાં કીધાં,
અમૃત કહી ઝેર દીધાં, જીવન અકારાં કીધાં;
રમણી હૃદયે આશા નિરાશા દીધી-દુઃખી.

૩૭

યશોધરા—કોઈ કહેજોરે મનમોહનને, દિલમોહનને;
હારે તમ વિણ લીધી ફકીરી;
ગળે કફનીને મૃગછાલા, અંગ વિભૂતિ લગાવીને,
શોધે વનને ગેબી ગુફાઓ, અલખ ધ્વનિને જગાવીને-કોઇ.
પંથી પિયુ અમને તજી, ઉડી ગયા પરદેશ;
સંદેશા કે સાંઇ નહિ, ભાળ ન મળી લવલેશ-કોઇ.

૩૮

સિદ્ધિઓ—રુમઝુમ ચાલી હાં (૨)
રુમઝુમ ચાલી, કર ઝાલી, ગુણશાલી દઇ તાલી,
સહુ આલી હાં—રુમઝુમ.
મંદ મંદ શીતલ સમીરે, ડોલે તરુની લતાઓ;
નિર્મળ જળ ઝરણુ વહે અનુપમ આનંદકારી,
આલી હાં–રુમઝુમ.

૩૯

સિદ્ધિઓ—છો રાજયોગી રઢીયાળા, અમે જપીયે તમારી માળા.
શ્યામ રસાળા સ્નેહે સ્વીકારો, અમ ઉરના સન્માન;
તમે મનમાન્યા મેહમાન (૨)—છો રાજ.
કાન્ત— કાન્તિ દેવી હું જગે ગણાઉં, અનુપમ કાન્તિ શાન્તિ લાવું,
કલ્પવૃક્ષથી આપું અધિક હું, મ્હોં માગ્યાં વરદાન;
તમે મનમાન્યા મેહમાન–છો રાજ.
સિદ્ધાર્થ—આત્મ કાન્તિ મમ જગે પ્રસારી, માનવનાં દુઃખ સહુ સંહારી,
દિવ્ય જયોતિ જગમાં વિસ્તારી, સ્થાપું સુખનું સ્થાન;
અમારી એજ હૃદયની લ્હાણુ-છો રાજ.
શ્રી— રિદ્ધિસિદ્ધિ નિશદિન દેનારી, ક્ષણમાં ઇચ્છિતને કરનારી,
ત્રિલોકમાં ફરનારી શ્રી હું, આપું અનુપમ જ્ઞાન;
તમે મનમાન્યા મેહમાન-છો રાજ.
સિદ્ધાર્થ—જગસેવા મમ લક્ષ્મી સાચી, જેથી રહું હું નિશદિન રાચી,
એ વિણ સંપત્તિ સઘળી કાચી, અંતર ગણું પ્રમાણ;
અમારી એજ હૃદયની લ્હાણુ-છો રાજ.
ભૂતિ, ધૃતિ—અનુપમ અક્ષય વૈભવવાળી, ભૂતિધૃતિ નવ કોઇએ ભાળી,
કુબેરથી રઢીયાળી આપું, વિભૂતિ હર્ષ નિધાન;
તમે મનમાન્યા મેહમાન.–છો રાજ.

સિદ્ધાર્થ—આત્મરતિને વિભૂતિ ગણુતો, મન ચાહે ત્યાં નિશદિન ફરતો,
પુણ્યપંથ સંચરતો દેવિ! ત્યાગું ભલે મમ પ્રાણ;
અમારીએજ હૃદયની લ્હાણુ-છો રાજ.

યશોધરા— ૪૦

પતી હવે મુજને ખબર, તું માં જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તેં દીઠી નહિ;
જયાં પ્રેમ મારો ઝગઝગે, ત્યાં તેં દીધો બદલો ખરો,
ઘરબારને છોડયા વિના, યુક્તિ કશી સુજી નહિ,
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨)
સમાધિ જૂઠી દે ત્યાગી (૨)—હવે તો.
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી ? (૨)
મધુરાં પુષ્પને ત્યાગી, અણા કાંટા શું હીંગુ ભાગી (૨)—હવે તો.
ઉંડી આશ ધારીને, મેં તારો સંગ કીધો તો; (૨)
ભરુંસો દઇ ભૂલાવી આ, વિરાગી શું ગયો ત્યાગી (૨)હવે તો.

સરલા— ૪૧

જગ કર્તારે સ્નેહતણા બહુ અજબ ગોઠવ્યા રંગ;
સમજાયો કંઇ સાર હવે, મને મળતાં પ્રેમી પ્રસંગ.
પશુપક્ષી તરુવૃન્દ નિહાળું, વૃક્ષવેલી સંયોગજ ભળું,
હસતાં રમતાં વસતાં દંપતી, એક બીજાની સંગ;
સ્વર્ગીય સુખના લ્હાવા મળે છે, અરસપરસ ઉછરંગ—જગ.

૪૨

રત્નમાળા—છે આનો શૃંગાર જીવનહારમાં,
બીજા જૂઠા વહેવાર આ સંસારના;
સુઘડ નાર પામી પાર ભરથારના,
સફળ કરતી સંસાર હૈયા હારના.

મુર્ખદત્ત—તારા જેવી સતી શાણીએ જાણે, નાથના દોષને ગુણ પિછાણે;
રત્નમાળા—શાણી સ્ત્રી તો પતિ પ્રભુ પ્રમાણે, એક બીજાને સાચા સંગી
માને; ધન્ય છે અવતાર તે નરનારના.—બીજા.

ઉદયન— ૪૩

પાઇ મને પ્રેમની તેં પ્યાલી,
સરલા ! વ્હાલી, પાઇ મને પ્રેમની તેં પ્યાલી,
પ્રફુલ્લ થયું મન મારું જોઇ રસીલી,
ચિત્તહર ચતુરા મદથી ભરેલી, સરલા વ્હાલી.—પાઇ.
અમીરસ પીવા પદ્મિની, શોધ્યા દેશ અનેક;
તારા સમ નિરખી નહિ, પ્યારી સરલા એક-પ્રફુલ્લ થયું.

સરલા—મુજ માટે વન વન ભમ્યા, સંકટ સહ્યાં અનેક;
પ્રેમાંશી ઉદયન પૂરા, ધન્ય તમારી ટેક.
મન વશ મારું કર્યું, તેં રસિક વિલાસી,
ભ્રમર પ્રવાસી, કમળ વિલાસી—સરલા વ્હાલી.

૪૪

સર્વે—ધન્ય ઘડી મંગલ કર આજે, આપ તણું દર્શન પામ્યા;
જીવન અમારું સફળ થયું, અમે ત્રિવિધ તાપ સ્હેજે વામ્યા.
બુદ્ધ—ક્ષણિક શૂન્ય જગ દુઃખે ભરેલું, અતિ દુસ્તર છે તરવાને;
વિજ્ઞાનતણા આધાર વિના, નથી માર્ગ બીજો ઉગરવાને.
યશોધરા—ગણી અંગના મને આપની, દેવ દયા મુજપર કરશો;
જગસેવાની હું અધિકારી, અરજી મમ અંતર ધરશો.
બુદ્ધ—ધર્મ સંઘ લઇ આપણ બન્ને, જગ સેવા અર્થે ફરશું;
દગ્ધ જીવોને ઉપદેશીજન, મન શીતલ નિર્મળ કરશું-ધન્ય.

સમાપ્ત.

**ચંબેલીના**

**ફુલમા**

**બહાર**



માત્ર
ચારજ
ટીપાં રૂમા
લમાં નાખો.
એટલે તમારી પા
સે ચંબેલીના ફુલનો
એક તુરો હોય એવી
સુગંધ ચાલુ આવ્યા કરશે
પણ તેમાં ખાસ ધ્યાન ખેં
ચનારૂં એ જોશો કે જ્યારે ફુલ
નો તુરો તેની સુગંધ સાંજ પડતાં
ખોઇ કરમાઇ જાય છે ત્યારે આ સેંટ
નાં માત્ર ચારજ ટીપાં ચાર દિવસ સુધી
ચાલુ સુવાસ આપશે અર્ધો આઉંસની કાચ
ના બુચવાળી સીસીના રૂ. બે અને એક દામની
સુંદર ટયુબના બાર આના.

એકલા આડત્યાઓ:—**મોહિની એજન્સી.**

૩ રીદા બીલ્ડીંગસ, જુમામસ્જીદ, મુંબઇ નં. ૨.